અનાતોલી કારનોવ
નિકોલાઈ એર્ડમેન

# મુરઝીલ્કા ના સાહસો

અંગ્રેજી : એવગેની સ્પિરિન






સંપાદક ચિંતિત હતા. એને બાળકો ના સામયિક "મુરઝીલ્કા" ના આગલા અંક ના મુખપૃષ્ઠ માટે તત્કાલીન એક ફોટા ની આવશ્યકતા હતી. દુર્ભાગ્ય થી, બધા સંવાદદાતા વ્યાપારિક યાત્રાઓ પર હતા : ટીટ પક્ષી સમુદ્ર ની બીજી બાજુ સમાચાર ભેગા કરી રહ્યા હતા. અને સંવાદદાતા ક્રેન આકાશ માં ઉપર સમાચાર શોધી રહ્યું હતું.

"સંવાદદાતા મુરઝીલ્કા ને એની રજા પરથી પાછો બોલાવો!" સંપાદકે ફોન પર બૂમ પાડી અને એણે ટેબલ પર મુક્કો માર્યો.

એક જોરથી ગડગડાટી થઈ. એક મિનિટ ની અંદર એક ટેલિગ્રામ મોકલવામાં આવ્યો. સૌથી તેજ ટેલિગ્રામ ને લાઈટનિંગ કહેવાય છે! ટેલિગ્રામ લાઈટનિંગ ખેતરો અને નદીઓ પર ચમક્યો અને જંગલ ટેલિગ્રાફ ઓફિસ ને મળ્યો.

કાચબો ટપાલી તાર મોકલવાની જલ્દી માં હતો. મુરઝીલ્કા ના ઘર સુધી પહોંચવા માટે એને ચાર દેવદાર ના વૃક્ષ અને એક ઠૂંઠા ને પાર કરવામાં ત્રણ દિવસ લાગ્યા.




"આટલી ગરબડ!" મુરઝીલ્કા એ ગુસ્સા માં કહ્યું. "મને એક જરૂરી કામ માટે ટેલિગ્રામ લાઈટનિંગ મોકલવામાં આવ્યો હતો પણ એ મને ગોકળગાય ની ગતિ થી મળ્યો!"



મુરઝીલ્કા જલ્દી યાત્રા માટે તૈયાર થઈ ગયો. એણે એનો કેમેરા એના ખભે લટકાવ્યો, અને જંગલ ના સૌથી નજીક ના ખુલા સ્થાન પર ગયો.




ત્યાં જંગલ નું ટેક્સી સ્ટેન્ડ હતું.

મુરઝીલ્કા ટેક્સી બીટલ ની પીઠ પર પર બેસી ગયો. બીટલે એની પાંખ ના દરવાજા બંધ કર્યા, એન્જીન ગણગણ્યું, અને ટેક્સી હવામાં ઉડી.






"જલ્દી કર, જલ્દી કર!" મુરઝીલ્કા એ રાડ પાડી. પણ હવામાં પણ આવન-જાવન ના નિયમો નું પાલન કરવું જરૂરી હોય છે. જો તમે તેજ ગતિ થી જતા હોય, તો તમે મધ લઈ જતી કોઈ મધમાખી સાથે અથડાઈ શકો છો!

મુરઝીલ્કા એ ટેક્સી માં સવાર થઈને શહેર ઉપર ઉડાણ કર્યું. ત્યાં મુરઝીલ્કા ને એક પરિચિત ઘર દેખાયું. તેજ ગતિ અને અચાનક વળાંક ને લીધે ટેક્સી આકાશ માં ઊડતી એક પતંગ સાથે ભટકાઈ ગઈ.



અને ત્યાં મુરઝીલ્કા નીચે પડી ગયો.

શું એને બહુ વાગ્યું?



પણ મુરઝીલ્કા હંમેશા બહાદુર, ચપળ અને સૂઝવાળો હતો! ટેલિવિઝન એન્ટેના ની પાસે થી ઉડતા મુરઝીલ્કા એ એને હાથેથી પકડી લીધું અને ટેલિવિઝન કેબલ પકડી ને સરકતો સીધો સંપાદક ના કાર્યાલય ની બારી માં પ્રવેશ કર્યો. એ બહુ સમયસર પહોંચ્યો.



એને જોઈને સંપાદક બહુ ખુશ થયો!

"આપણા સામયિક ના આગલા અંક ના મુખપૃષ્ઠ માટે, આપણે તાત્કાલિક એક સારા છોકરા નો ફોટો જોઈએ છે. આપણે એક આજ્ઞાકારી, વિનમ્ર, દયાળુ, મહેનતુ સંશોધક છોકરા ના ફોટા ની જરૂરત છે."

"જરૂર," મુરઝીલ્કા એ કહ્યું, અને એ તુરંત કાર્ય પૂરું કરવા નીકળ્યો.



એનું ભાગ્ય કેટલું સારૂં હતું!
રસ્તા ની બીજી બાજુ, બારી માં થી
મુરઝીલ્કા એ એક કોમળ દ્રશ્ય જોયું.
એક સાફ-સૂથરો અને સૌમ્ય છોકરો
એની માઁ ને પ્રેમ થી ચૂમી રહ્યો હતો.

મુરઝીલ્કા સર્કસ ની રસ્સી પર ચાલવાવાળા

ની જેમ, ઘરો વચ્ચે ફેલાયેલા સ્ટીલ કેબલ પર ચાલ્યો. થોડા પગલાં... અને એક છલાંગ...

અને એ ત્યાં પહોંચી ગયો.



બારી પર ઉભા રહીને, માઁ એના દીકરા ને જે કહી રહી હતી, એ મુરઝીલ્કા સાંભળી શક્યો :

"કાલે તને એક અચંબો થાય તેવું મળશે, પણ પેત્યા, હવે તું સ્કૂલ જ."

"જે હું ચાહતો હતો, એ મને મળી ગયું!" મુરઝીલ્કાએ મનમાં કહ્યું અને એણે એનો પહેલો ફોટો પાડયો.



"આભાર, પ્રિય માઁ! હું અવશ્ય સ્કૂલ જઈશ, પણ હમણાં હું આ સુંદર બિલાડી ને ખવડાવીશ, કારણકે એ બહુ ભૂખી છે."

મુરઝીલ્કા એ ચુપચાપ કહ્યું, "આ પ્યારા, સભ્ય, સુશીલ

છોકરા ના ફોટા નો ઉપયોગ આખા વર્ષ ના સામયિક ના અંક ના મુખપૃષ્ઠ  બનાવવા કરી શકાય એમ છે." અને મુરઝીલ્કા એ છોકરા નો બીજો એક ફોટો લીધો.





આ વિષે મારે સંપાદક ને જેમ બને એમ જલ્દી જણાવવું જોઈએ! મુરઝીલ્કા જલ્દી એક ફોન બૂથ પાસે ગયો. પણ મુરઝીલ્કા ફોન કોલ કેવી રીતે કરશે? ફોન કરવા માટે એને એક સિક્કો જોઈશે ... પણ મુરઝીલ્કા પાસે કોઈ સિક્કો ન હતો... પણ કિસ્મત જુઓ! એની બરાબર સામે ફૂટપાથ પર એક સિક્કો પડયો હતો!







નાના મુરઝીલ્કા માટે ફોન કોલ કરવાનું એક મુશ્કેલ કામ હતું.

1) સૌથી પહેલા, મુરઝીલ્કા ને સિક્કો નીચે ખાંચા માં નાખવાનો હતો.

2) પછી મુરઝીલ્કા ને ફોન લીવર ઉઠાવીને સંપાદક નો નંબર ડાયલ કરવાનો હતો!





3) અને ત્યાર બાદ જ મુરઝીલ્કા, સંપાદક સાથે ફોન પર વાત કરી શકતો હતો.

મુરઝીલ્કા એ સંપાદક ને કહ્યું કે એને સામયિક ના આગલા અંક ના મુખપૃષ્ઠ માટે યોગ્ય પાત્ર મળી ગયું હતું. વાતચીત પછી, મુરઝીલ્કા આજ્ઞાકારી, વિનમ્ર, દયાળુ અને મહેનતી છોકરા નો ફોટો લેવા દોડયો.



પણ આ શું? પેત્યા કેટલો બદલાઈ ગયો હતો! એણે એના પુસ્તકો કેમ ફેંકી દીધા હતા? એ બિલાડી ને કેમ મારી રહ્યો હતો?

અને એ સ્કૂલ કેમ નહોતો જઈ રહ્યો? એ સાવ વિપરીત દિશા માં કેમ ચાલી રહ્યો હતો?



આ વાતો ને તાત્કાલિક સ્પષ્ટ કરવાની જરૂરત હતી! એટલે મુરઝીલ્કા છોકરા ની પાછળ-પાછળ દોડયો. પેત્યા હાથ હલાવતો રસ્તા પર ચાલી રહ્યો હતો.

પેત્યા એ કચરા ના ડબ્બા ને લાત મારી. ડબ્બો નીચે પડી ગયો. બધો કચરો ફૂટપાથ પર ફેલાઈ ગયો. ખુશ થઈને પેત્યા તેજી થી દોડયો અને ઘર ના ખૂણા માં સંતાઈ ગયો. એક દરવાન ગેટ ની બહાર આવ્યો અને ચોંકી ગયો.

"કેટલું શરમજનક!"



મુરઝીલ્કા ને લાગ્યું કે એણે ભૂલ કરી છે. મુરઝીલ્કા અને એની પત્રિકા ને આવા છોકરા ની જરૂરત ન હતી! તો પણ મુરઝીલ્કા એ પેત્યા ના ફોટા લેવાનું ચાલુ કેમ રાખ્યું?





પેત્યા સ્કૂલ ને બદલે બગીચા માં ગયો અને એક બાંકડા પાસે પહોંચ્યો જ્યાં બે સહેલી બેઠી હતી. છોકરીઓ એ જીવનભર મિત્ર બની રહેવા નો નિર્ણય કર્યો હતો.



પેત્યા ચુપચાપ એની પાછળ ગયો અને બંને છોકરીઓ ની ચોટી ખેંચી.

"અરે, તું મારા વાળ કેમ ખેંચી રહી છે?" એક છોકરી એ એની સહેલી ને પૂછ્યું.

"ના, મેં તને હાથ પણ નથી લગાડયો. તું જ મને હેરાન કરી રહી છે!"

"તો તું એવી છે! હવે હું તારી સાથે દોસ્તી નહીં કરું!"



છોકરીઓ રડતા-રડતા ઉઠી અને
અલગ-અલગ દિશાઓ માં જતી રહી.



મુરઝીલ્કા ના પગ નાના હતા અને એટલે
એને પેત્યા ની પાછળ દોડવામાં મુશ્કેલી
થઈ. પેત્યા તેજી થી બગીચા માં કોઈ
નવું મનોરંજન શોધી રહ્યો હતો.





પેત્યા એ એક વૃક્ષ પર પક્ષીઘર જોયું. એણે ખિસ્સા માં થી એક ગલોલ કાઢી. એણે નિશાન સાધીને પક્ષીઘર પર એક પથ્થર માર્યો.



મુરઝીલ્કા થી સહન ન થયું.

"તુરંત બંધ કર!" એણે બૂમ પાડી.

પણ પેત્યા મુરઝીલ્કા નો ધીમો અવાજ સાંભળી ન શક્યો.



પેત્યા ના ખભા પર ચઢી ને મુરઝીલ્કા એ ગલોલ પર લાગેલો પથ્થર પકડી લીધો. એણે પેત્યા ને ગલોલ ચલાવતા રોકવાની કોશિશ કરી.



નિર્દય પેત્યા એ ફરી ગલોલ ચલાવી. ગલોલ માં થી એક પથ્થર, હવા ને ચીરતો મુરઝીલ્કા ની સાથે પક્ષીઘર માં ઉડી ને ગયો.

સ્ટારલિંગ પક્ષીઓ નો પરિવાર પક્ષીઘર માં લપાઈ ગયા.

"આપણે બધા મરી જઈશું," ભયભીત સ્ટારલિંગ કિલકિલાટ કરીને રડવા લાગી.

"રડવાની કોઈ જરૂરત નથી," મુરઝીલ્કા એ કહ્યું. "આખરે, તું તો એક સ્ટારલિંગ છે. અને સ્ટારલિંગ વિભિન્ન અવાજો ની નકલ કરી શકે છે. શું તું પોલીસ ની જેમ સીટી વગાડી શકે છે?"

"અમે એ જરૂર કરી શકીયે છીએ."



થોડી વાર માં, એક પોલીસમેન ની સીટી નો તેજ અવાજ સાંભળ્યો. એનાથી પેત્યા ડરી ગયો અને ગલોલ ફેંકી ને ઝડપ થી ભાગી ગયો.



મુરઝીલ્કા છેવટ નો ફોટો પાડયા પછી એક સ્ટારલિંગ ની પીઠ પર સવાર થઈ ગયો અને પત્રિકા ના સંપાદકિય કાર્યાલય તરફ ઉડવા લાગ્યો.

સવારે ટપાલી પેત્યા માટે
"મુરઝીલ્કા" પત્રિકા લઈને આવ્યો.

"આ તે આશ્ચર્ય છે જેનો મેં તને વાયદો કર્યો હતો," માઁ એ કહ્યું.

"ધન્યવાદ, પ્રિય માઁ," પેત્યા એ વિનમ્રતા થી કહ્યું અને એણે પત્રિકા ખોલી.






પણ અંદર શું હતું? પત્રિકા માં મોટા અક્ષરો માં લખ્યું હતું :

"પેત્યા, એ અસલ માં કોણ છે?"

શીર્ષક ની નીચે ફોટા ની શૃંખલા હતી.

પેત્યા એ બિલાડી ને મારી. પેત્યા એ છોકરીઓ ની ચોટી ખેંચી. પેત્યા એ ગલોલ થી સ્ટારલિંગ પક્ષીઓ ને માર્યા!



"ધન્યવાદ, મુરઝીલ્કા!" પત્રિકા ના સંપાદકે કહ્યું.

"હવે બધાને ખબર પડશે કે પેત્યા વાસ્તવ માં દંભી છે. અને આપણે એક સારો છોકરો શોધીશું અને એનો ફોટો પત્રિકા ના આગલા અંક માં છાપીશું."



"આગામી સમય સુધી, પ્રિય મિત્રો!"

અનાતોલી કારનોવ

નિકોલાઈ એર્ડમેન

ચિત્ર : ઈ. રેયકોવસ્કી, એ. સાવચેન્કો, બી. સ્ટેપનતસેવ

# મુરઝીલ્કા ના સાહસો

નાના બાળકો માટે ચોપડી

અંગ્રેજી : એવગેની સ્પિરિન